રાષ્ટ્રીય બાલસાહિત્યમાળા-૧

# વાનરસેનાનાં ગીતો

ભાગ ૧ લો

સમ્પાદક

ચંદ્રશંકર મણિશંકર ભટ્ટ

卐

પ્રકાશક
'ગુણસુન્દરી' કાર્યાલય
૧૧૪, ગિરગામ બૅકરોડ
મુંબઈ-૪

ીય બાલસાહિત્યમાળા-૧

# વાનરસેનાનાં ગીતો

ભાગ ૧ લો

સંગ્રાહક
ચન્દ્રશંકર ભટ્ટ
તન્ત્રી: 'વાનરસેના'

પ્રકાશક
જયકૃષ્ણ ના. વર્મા
' ગુણસુન્દરી ' કાર્યાલય
૧૧૪, ગિરગામ બૅકરોડ
મુંબઈ-૪

# બહાદુર વાનરમિત્રોને

વ્હાલા વાનરસૈનિકો,

નિડરતાથી ને નિર્ભયતાથી તમે દેશના ખૂણેખૂણામાં તમારો અવાજ પહોંચાડી રહ્યા છો, ધીરજથી ને હિમ્મતથી માની સેવા કરી રહ્યા છો, એ જોઇ-જાણી કોનું હૈયું ન હરખી ઉઠે !

ધમ ધમ પગલે કૂચકદમ કરતાં કરતાં આ સંગ્રહનાં ગીતો ગાજો ને દેશ આખાને ગજાવજો.

વિજય તમારો જ છે.

એ જ

લિ૦ તમારો
ચ. મ. ભટ્ટ
તન્ત્રીઃ 'વાનરસેના'

'વાનરસેના' કાર્યાલય,
રણુપીઠ, સુરત

# અનુક્રમણિકા

# વાનરસેનાનાં ગીતો

ભારતમાત, ભારતમાત.

કોણ જનેતા તારી વાનર ?

ભારતમાત, ભારતમાત.

કોણે જન્મ દીધો છે વાનર ?

ભારતમાત, ભારતમાત.

કોણે અમૃત પાયાં વાનર ?

ભારતમાત, ભારતમાત.

કોણે લાડ લડાવ્યાં વાનર !
ભારતમાત, ભારતમાત.

કોણે મોટાં કીધાં વાનર !
ભારતમાત, ભારતમાત.

કોણે શિક્ષણ દીધાં વાનર !
ભારતમાત, ભારતમાત.

કોણે બહાદુર કીધાં વાનર !
ભારતમાત, ભારતમાત.

કોણે દુ:ખડાં લીધાં વાનર !
ભારતમાત, ભારતમાત.

કોને માટે લડશો વાનર !
ભારતમાત, ભારતમાત.

કોને માટે મરશો વાનર !
ભારતમાત, ભારતમાત.

---

## છે તાકાત, છે તાકાત.

આગળ પગલે ધપવાની,
છે તાકાત, છે તાકાત.

રાતદિવસ રણ ઘૂમવાની,
છે તાકાત, છે તાકાત.

સરઘસ મોટાં ફરવાની,
છે તાકાત, છે તાકાત.
રણગીતોને ગાવાની,
છે તાકાત, છે તાકાત.
ભુખ્યાતરસ્યા લડવાની,
છે તાકાત, છે તાકાત.
ટાઢેતડકે ફરવાની,
છે તાકાત, છે તાકાત.
સુખદુઃખ સરખાં ગણવાની,
છે તાકાત, છે તાકાત.
સીતમજુલમો સહેવાની,
છે તાકાત, છે તાકાત.
ધ્વજની પડખે રહેવાની,
છે તાકાત, છે તાકાત.
ફડફડ લાઠી ખાવાની,
છે તાકાત, છે તાકાત.
સનનન્ ગોળી ઝીલવાની,
છે તાકાત, છે તાકાત.
ઉભા ઉભા મરવાની,
છે તાકાત, છે તાકાત.

## વાનર આગળ ધપવાના !

ભલે પર્વતો ધડ ધડ પડે,
વાનર આગળ ધપવાના !
ભલે સાગરો ઉછળી પડે,
વાનર આગળ ધપવાના !
ભલે વિજ ચમકારા કરે,
વાનર આગળ ધપવાના !
ભલે ઘોર મેઘો ગડગડે,
વાનર આગળ ધપવાના !
ભલે સૈન્ય કો સામું મળે,
વાનર આગળ ધપવાના !
ભલે દુશ્મનો હાકો કરે,
વાનર આગળ ધપવાના !
ભલે તોપ બન્દુકો ગરજે,
વાનર આગળ ધપવાના !
ભલે તેજ તલવારો ઝળકે,
વાનર આગળ ધપવાના !
ભલે માર માથામાં પડે,
વાનર આગળ ધપવાના !
ભલે દેહ આ ફાંસી ચડે,
વાનર આગળ ધપવાના !

---

## કેદીભાઇના રામરામ

સૌ વાનરને રામ રામ,
સૌ માંજરને સીતારામ;
એકએકને રામ રામ,
કેદીભાઈના રામ રામ.

સ્વરાજનું સૌ કરજો કામ,
સ્વરાજ સૌનું એક નિશાન;
સ્વરાજ લેવા દેજો પ્રાણ,
કેદીભાઇના રામ રામ.

ત્રીસકોટિ ભારત સન્તાન,
ભારત શાને રહે ગુલામ!
ભારત કાજે દો બલિદાન,
કેદીભાઇના રામ રામ.

ખેલો સૌએ રણમેદાન,
હૈયામાં ધારીને હામ,
ગાજો સ્વતંત્રતાનાં ગાન,
કેદીભાઇના રામ રામ.

(ચીમનલાલ ભટ્ટ)

## વાનરસેના આવે છે !

ધડ ધૂમ ડંકા વાગે છે, વાનરસેના આવે છે.
ફર્ ફર નિશાન ફરકે છે, ,,
'જય ભારતનો' ગાજે છે, ,,
'જય ગુજરાત' 'જય ગુજરાત,' ,,
માત તણી જ્યાં હાક પડી, ,,
વાનરસેના થાય ખડી, ,,
માતા, શાને શોક કરો ! ,,
માજી, હૈયે હામ ધરો, ,,
જુલમી સત્તા તોડીશું, ,,
જુલમગારને ફોડીશું. ,,
નહિ ડરશું, નહિ હઠશું, ,,
જીત જીતીને ઝંપીશું, ,,
માતા, શાને શોક કરો, ,,
માતા, હૈયે હામ ધરો, ,,
બાળ તમારાં આવે છે, ,,
જયના નાદ ગજાવે છે, ,,
"જય ગુજરાત !" "જય ગુજરાત !
વાનરસેના આવે છે !



## એ શું છે નાનકડા બાળ ?

જેને પગલે ધરતી ધ્રુજે,
એ શું છે નાનકડા બાળ?
જેને નાદે દુનિયા ગર્જે,
એ શું છે નાનકડા બાળ?
જેની હાકે કાયર ભાગે,
એ શું છે નાનકડા બાળ?
જેની ચાલે મોટા ચાલે,
એ શું છે નાનકડા બાળ?
જેની પીઠે લાઠી ફટકા,
એ શું છે નાનકડા બાળ?
જેના ડોલે ધક્કામુક્કા!
એ શું છે નાનકડા બાળ?
જેને દુઃખ થયાં છે સ્હેલ!
એ શું છે નાનકડા બાળ?
જેની ગણના જેલ–મ્હેલ,
એ શું છે નાનકડા બાળ?
જેની છાતી ગજગજ ફૂલે,
એ શું છે નાનકડા બાળ?
જેની આંખો ચોદશ રૂંધે,
એ શું છે નાનકડા બાળ?

જેની છાતી ધમધમ ધમકે,
એ શું છે નાનકડા બાળ?
જે છે મા માટે કુરબાન,
એ શું છ નાનેરા બાળ?

---

## આમન્ત્રણ

આવો, સૌ વાનર બાળ,
ભરીને ફાળ;
વીરો સૌ આવો.
લેવાને પૂર્ણ સ્વરાજ્ય,
શૂરા સૌ ચાલો.
આ ભારતમાતા આજ,
દુઃખી થઈ વાજ;
છતાં કાં ઉંઘો?
વીર, જાગો જાગો આજ,
હવે ના ઉંઘો.
આવો સૌ૦
કીધાં જેનાં પયપાન,
અમીમય ધાન
થકી પોષાયાં,
તે ભારતમાને કાજ,
કરો કેસરિયાં,
આવો સૌ૦

બસ, ગાઓ રણુનાં ગીત,
'માતની જીત!'
સદા પોકારો,
બાપુના પાળી બોલ,
રણે ઝૂકાવો.
આવો સૈ૦
ધ્વજવન્દન કરજો રોજ,
પિકેટિંગ કરજો;
સરઘસ કાઢીને ખૂબ,
સભાઓ ભરજો.
થઇને પૂરા આઝાદ,
બની આબાદ;
નિરાંતે મ્હાલો,
લેવા માની આશિષ
વીરા સૈ ચાલો.
આવો સૈ વાનર બાળ,
ભરીને ફાળ;
વીરા સૈ આવો,
લેવાને પૂર્ણ સ્વરાજ્ય,
શૂરા સૈ ચાલો.



# અમે તો ભારતનાં સન્તાન

અમે તો ભારતનાં સન્તાન,
રહીશું સ્વરાજમાં ગુલ્તાન.

છોને શિરપર લાઠી પડતી,
છોને બન્દુક તોપો નડતી;
છોને આવે ચઢતી પડતી,
છોને ઓટ અગર તો ભરતી.

અમે તો સહાયના મસ્તાન;
અમે તો ભારતનાં સન્તાન.

અમે તો ભારતનાં સન્તાન,
રહીશું સ્વરાજમાં ગુલ્તાન.
છોને ટાઢ કદિ બહુ પડતી,
છોને આગ અતિશે બળતી;
છોને વાદળ બહુએ વરસી
છોને થાતી ગંદી ધરતી.

અમે તો કરવાના પ્રસ્થાન,
અમે તો ભારતનાં સન્તાન.
અમે તો ભારતનાં સન્તાન,
રહીશું સ્વરાજમાં ગુલ્તાન.

## ભારતમાત, ભારતમાત.

કોણ તમારાં મા ને બાપ ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ચડશો ડુંગર ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ઉડશો આભ ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે તરશો સાગર ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ધરશો જાત ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ધરશો જાન ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ફરશો રાન ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ધરશો કાય ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે લડશો રાય ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે તપશો તાપ ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે જપશો જાપ ?
ભારતમાત, ભારતમાત.

કોને માટે તજશો સુખ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે સ્હેશો દુઃખ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે દેશવિદેશ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે ખડા હમ્મેશ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે લડશો યુદ્ધ?
ભારતમાત, ભારતમાત.
કોને માટે રહેશો શુદ્ધ?
ભારતમાત, ભારતમાત.

卐

## અનુપમ બેલડી

"વીરા, જાગજો હો આજ,
વીરા, જાગજો હો આજ;
બ્હેની બોલાવે નિંદ ત્યાગજો."
"ભલે આવીઆં હો બ્હેન,
ભલે આવીઆં હો બ્હેન:
બ્હેનીના નાદે નિંદ ભાગશે'."
"વીરા, સાચી કહો વાત (૨)
માતા રૂવે કેમ ભારતી?

"બ્હેની દુઃખની પૂછી વાત, (૨)
માતા ગુલામ બની આપણી.

અમે લઢીએ ભાઈ ભાઇ! (૨)
માતા રૂવે એ સંતાપથી.

સુખે ભાવે ના અન્ન (૨)
શૈયા ચિતાસમ લાગતી.

હૈયે લાગી રહી ઝાળ (૨)
માતાની બેડી તો વિદારવી."

"વીરા, આપો વિદાય (૨)
માતાની મુક્તિકાજ ઝૂઝવા.

વીરા, આપો આશિષ (૨)
મરશું કે માત ખોળે ઉંઘીશું."

"બ્હેની વસમી છે વાટ (૨)
જેલોનાં દુઃખ દમે દોહ્યલાં."

"વીરા, સ્હેશું એ જેલ (૨)
સીતામાતાને સંભારતાં."

"બ્હેની, વસમી છે વાટ (૨)
લાઠી ચાલે છે જોરમાં."

"ભલે ચાલે લાઠી રાજ (૨)
ભુક્કા થતાં ય શિર નહિ નમે."

"બ્હેની વસમી છે વાટ (૨)
ગોળો વરસે બારે મેઘ શી !"

"વીરા, ગોળી કેરા ઘાવ (૨)
મોતી માળા શા શોભશે !"

"બ્હેની, વસમી છે વાટ (૨)
તોપોના મારે શિર ઉડશે."

"વીરા, ઝીલશું એ ઘાવ (૨)
શિરપર મણિ શા રૂડા શોભશે !"

"ભલે મૃત્યુ મળે આજ (૨)
માતાની સેવના સાધતાં."

"બ્હેની, દેતાં વિદાય (૨)
હૈયું આ દુઃખે ચીરાય છે."

"બ્હેની, દેતાં આશિષ (૨)
માતાની મુક્તિ જણાય છે !"

"મારી અમર રહેજો બ્હેન (૨)
જુગેજુગ જીવશે માત ભારતી.

ચાલો, બેલડીએ બ્હેન (૨)
સાથે મરશું કે સાથે જીવશું."

●○●

## વીરની વિદાય

" બ્હેની રે તમે સુતાં હો તો જાગો,
તમારે વીરે પગરણુ આદર્યાં."
" વીરા રે તમે કયે દેશથી આવ્યા !
કયે ગામે તમારાં બેસણાં ! "
" બ્હેની રે અમે ભારતદેશથી આવ્યા,
ગાંધીપુરે અમારાં બેસણાં."
" વીરા રે મેં તો ઘોડલે ફરતા દીઠા,
કે અડવા પગથી વીર ન ઓળખ્યા.
વીરા રે તમે ગાદીના બેસનારા,
કે એકલ ફરતા વીર નવ ઓળખ્યા.
વીરા રે મેં તો જરકસી જામે દીઠા,
કે ગાંધી ટોળીમાં વીર નવ ઓળખ્યા.
વીરા રે મેં તો દીઠા રાજદંડે,
કે રાષ્ટ્રધ્વજમાં વીર નવ ઓળખ્યા."
" બ્હેની રે અમે રાજ ને પાટ તો છોડયાં,
કે ગાંધી ગુરૂને ચરણે જઇ વસ્યાં.
બ્હેની રે અમે જરકસી જામા છોડયા,
કે શુદ્ધ ખાદીના વાઘા સજ્યા.
બ્હેની રે અમે મૂકયો રાજદંડ,
કે ભારતમાતાનો દંડ ઉંચકયો.

બ્હેની રે દીધો ડંકો ને ધ્વજ આ ફરકયો,
કે તેને કાજે યુધ્ધે સંચરૂં."
વીરા રે! લ્યો રક્ષા બ્હેનની બાંધો,
કે વીરના શત્રુ ધાકે ધ્રૂજશે.
વીરા રે તું તો હરિશ્ચંદ્ર કેરો બેટો,
કે સત્ય છોડયે ઝાંખપ લાગતો.
વીરા રે તું તો ગાંધીગુરૂનો ચેલો,
કે શાંતિ છોડયે ગુરૂજન લાજનો.
વીરા રે તું તો ક્ષત્રિ કેરો બેટો,
કે રણુથી ભાગ્યે કુળ લાજતો."
"બ્હેની રે હવે છેલ્લાં વંદન ઝીલો,
કે મળશું પાછાં તો પસલી આપશું."
"વીરા રે સૂરજદેવ સાથે રહેજો,
કે વિજય વરજો ને વહેલા આવજો."
"બ્હેની રે હું હિન્દમાતાનો જાયો,
કે માથું પડતાંય ધ્વજ નહિ છૂટશે."
"વીરા રે રણમૃત્યુ સ્વર્ગનું દાતા,
કે વીરનો પડતો ધ્વજ બ્હેન ઝીલશે."



## ધૂન

સ્વરાજ ધૂન લાગી, સ્વરાજ ધૂન લાગી,
સ્વરાજ ધૂન લાગી, સ્વરાજ ધૂન લાગી;
વિદેશી દો ત્યાગી, સ્વરાજ ધૂન લાગી,
લેજોને ખાદી માગી, સ્વરાજ ધૂન લાગી,
ગુલામી સર્વ ત્યાગી, સ્વરાજ ધૂન લાગી,
સ્વદેશ જ્યોત જાગી, સ્વરાજ ધૂન લાગી,

---

## મુક્તિનાં ગીત

સ્વાતન્ત્ય ગીત ગાઓ, મુક્તિનાં ગીત ગાઓ;
યુવાન સર્વ આવો, ,, ,, ,,
રાષ્ટ્રીયધ્વજ ઉડાવો, ,, ,, ,,
દિશા દશે ગજાવો, ,, ,, ,,
વિદેશીને હઠાવો, ,, ,, ,,
સ્વદેશીને પ્રસારો, ,, ,, ,,
ગુલામીને ફગાવો, ,, ,, ,,
સ્વાતન્ત્ય સુખ પામો, ,, ,, ,,
લાઠીથી છો ડરાવે, ,, ,, ,,
ગોળીથી છો મરાવે, ,, ,, ,,
ડરશો નહિ કદિએ, ,, ,, ,,
હઠશો નહિ જરીએ, ,, ,, ,,
શિર જ્યાં લગી છે ધડપર, ,, ,, ,,

છેલ્લી ઘડીના શ્વાસે, ,, ,, ,,
અણુનમ હો રાષ્ટ્રધ્વજ આ, ,, ,, ,,
અણુનમ હો હિન્દમાતા, ,, ,, ,,

---

## હાકલ

ઉઠજો અબઘડી, કામ સૌ પરહરી,
ભારતીમાતની હાક વાગી;
મુક્તિસંગ્રામમાં વીર યુદ્ધે ચડ્યા,
નિંદ તજ, થા ઉભો, ચાલ આગે.
શંખ શબ્દો થયા, ઘંટ નાદો બજ્યા,
મન્દિરે મન્દિરે ગાન ગાજે;
તિમિર ગયુ ઓસરી, તેજ રહ્યું તરવરી,
'ભારતી જય' તણો સૂર્ય ભાસે.
શાન્તિનાં શસ્ત્ર ને કવચ અહિંસા તણી,
ધૈર્યની ઢાલ ધરી ભેટ બાંધો;
અડગ થઇ ખડગ શા, કૂચ કરો આદરી,
મુક્તિ કે મૃત્યુ પર નજર સાંધો.
સત્યની સાધના, ઇશ આરાધના;
માતનું હિત ઉર માંહી ધરજો,
જુલ્મ જાલીમના શિર ઉપર ઝીલતાં,
ભારતીમાતને મુક્તિ દેજો.

---

# ભારતવીર

અસત્ય સામે થાશે કોણ? ભારત વીર (૨)
જુલ્મો સામે ઝૂઝશે કોણ? „ „
રાવણ જુલ્મી રાજા થયો,
સતી સીતાને ચોરી ગયો;
રાવણશાહી તોડે કોણ?
ભારતવીર, ભારતવીર.
કૌરવ કાળો કે'ર કરે,
દ્રૌપદી કેરાં વસ્ત્ર હરે;
કૌરવ મદને મોડે કોણ?
ભારતવીર, ભારતવીર.
પર્વત પરથી ભલે પછાડે,
સાગર બોળે, ગજપગ બાંધે;
અગ્નિથંભે બાઝે કોણ?
ભારતવીર, ભારતવીર.
હલ્દીઘાટે યુદ્ધે ચડ્યા,
બાવીશ હજાર શૂરા પુરા;
સ્વદેશયજ્ઞે ઝૂકે કોણ?
ભારતવીર, ભારતવીર.
બારડોલીને યુદ્ધે ચડ્યા,
શૂરા સૈનિક થાયે ખડા;
'માનો જય' પોકારે કોણ?
ભારતવીર, ભારતવીર.

***

## ગાંધીજી

ભારતને આંગણે આવ્યા ગાંધીજી,
સૂતેલાં બાળને જગાડવા હોજી,
ભારતને૰

દેશીને તારવા આવ્યા ગાંધીજી,
પાશો પરદેશીના તોડવા હોજી,
ભારતને૰

દીનની વા'રે ધાયા ગાંધીજી,
માયાવી મોહને ટાળવા હોજી,
ભારતને૰

ભારતના હક્ક તો માગે ગાંધીજી,
અન્યાયી કાયદા તોડે હોજી.
ભારતને૰

"લાઠી ચલાવશું, દંડા ચલાવશું;
તોપોના મોરચા માંડશું હોજી.
ભારતને૰

હિન્દીને માન—હક્ક કેવાં ગાંધીજી !"
કોપી પરદેશીએ પૂછીઉં હોજી.
ભારતને૰

લાઠીથી કેમ ડરે શૂરા ગાંધીજી !
તોપોની બ્હીક શી લાગે હોજી !
ભારતને૰

તોડ્યા છે કાયદા ને તોડ્યા છે જુલ્મો,
ભારતની બેડીઓ તોડી હો જી.

ભારતને આંગણે આવ્યા ગાંધીજી,
સૂતેલાં બાળને જગાડવા હો જી.

---

## જાગો, ગુલામી ત્યાગો

ઓ હિન્દના સુપુત્રો,
જાગો, ગુલામી ત્યાગો.
માતા દુઃખે રૂવે છે,
તેનાં રૂદન મીટાવો;
ઓ હિન્દના૦

માયાવી જાળ તોડો,
સૌ બન્ધનોને છોડો,
સંપી સુમેળ સાધો,
જાગો, હો વીર જાગો.
ઓ હિન્દના૦

માતા હસે ફરીથી,
એવું કરો બિરાદર,
'જય ભારતી'ને નાદે,
સારી જહાં ગજાવો,
ઓ હિન્દના૦

---

## ગાંધીજી

ભારત દુઃખે દાઝયું કોણ?
ગાંધીજી, ગાંધીજી,
ભારત માટે જાગ્યું કોણ?
ગાંધીજી, ગાંધીજી,
દીન દુઃખીઆંનો બેલી કોણ?
ગાંધીજી, ગાંધીજી,
દેશી હુન્નર ખોળે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
પરદેશીને ટાળે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
જુલ્મો સામે ઝુઝે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
તોપો સામે ઘૂમે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
અહિંસા પોકારે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
રણમેદાનો ગજવે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
'જય ભારત' પોકારે કોણ?
ગાંધીજી, ગાંધીજી,
સ્વતંત્ર ભારત કરશે કોણ?
ગાંધીજી, ગાંધીજી,

## ઇન્કિલાબ ઝીન્દાબાદ

કોઇનાથી ડરશું નહિ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
કોઇનાથી હઠશું નહિ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
ખાદી અંગે ધારીશું,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
પરદેશીને ટાળીશું,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
ગુલામીશિક્ષણ લઇશું નહિ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
ગુલામ કોઇના થઇશું નહિ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
સરઘસ મોટાં કાઢીશું,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
ધ્વજને ઉંચો રાખીશું,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
નહિ ડરશું, નહિ ડરશું,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.
કોઇનાથી એ નહિ ડરશું,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.

લાઠીમારે નહિ હઠીએ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.

ગોળીબારે નહિ ડરીએ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.

બન્યા અમે પૂરા આઝાદ,
ઇન્કિલાબ ઝીન્દાબાદ.



## ઓ ચાંદાસૂરજ !

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
તમે મોટા થઈ શું કરશો હો રાજ,
ખાદી અંગે ધારીશું.

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે કાલે મોટા થઈશું હો રાજ,
ખાદી અંગે ધારીશું,

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે ગાંધીસિપાઇ થઇશું હો રાજ,
ખાદી અંગે ધારીશું.

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે સરઘસ મોટાં કાઢશું હો રાજ,
ખાદી અંગે ધારીશું.

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે રાષ્ટ્રધ્વજા ફરકાવશું હો રાજ,
ખાદી અંગે ધારીશું.

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે લાઠીમારે નહિ ડરીએ હો રાજ,
ખાદી અંગે ધારીશું.

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે બાપુને છોડાવશું હો રાજ,
ખાદી અંગે ધારીશું.

ઓ ચાંદા સૂરજ, ઓ ચાંદા સૂરજ,
અમે સ્વરાજ્ય લઈ ઘેર આવશું હો રાજ,
ખાદી અંગે ધારીશું.

---

## પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય!

ભારતમૈયા માગે શું ?
પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય !

ગાંધીબાપુ માગે શું ?
પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય !

મોતીલાલજી માગે શું ?
પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય !

માલવિયાજી માગે શું ?
　　પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય !
વીર સરદાર માગે શું ?
　　પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય !
વીર જવાહર માગે શું ?
　　પૂર્ણ સ્વરાજ્ય, પૂર્ણ સ્વરાજ્ય !
વાનરસેના માગે શું ?
　　પૂર્ણ સ્વરાજ્ય ! પૂર્ણ સ્વરાજ્ય !
ભારતમૈયા માગે શું ?
　　પૂર્ણ સ્વરાજ્ય ! પૂર્ણ સ્વરાજ્ય !

***

## ઓ ભારતનાં સન્તાન !

પરદેશી કેરા પાયે,
ભારતમાતા કચડાયે,
આ કેમ હવે સંખાયે !
　　ઓ ભારતનાં સન્તાન !

વાણોતર પરદેશીના,
વેપારી થઇને આવ્યા,
આપણને આંજી નાખ્યા,
　　ઓ ભારતનાં સન્તાન !

ધનધાન્ય આપણું લૂંટ્યાં,
સૌને રઝળાવી દીધાં,
બહુ કળથી કામો કીધાં,
એ ભારતનાં સન્તાન !

લાલચ આપી લપટાવ્યાં,
માયાવી થઈને ફાવ્યાં,
ભોળાં દિલને ભરમાવ્યાં,
એ ભારતનાં સન્તાન !

દેશીને અળગાં કીધાં,
પરદેશીને પાસે લીધાં,
સહુ તત્વ એમણે પીધાં,
એ ભારતનાં સન્તાન !

જાગો, ગુલામી ત્યાગો,
પરદેશી સત્તા ટાળો,
આઝાદ બનીને મ્હાલો,
એ ભારતનાં સન્તાન !

---

## નહિ ખસીએ

ભલે ચલાવો લાઠીમારો,
નહિ ખસીએ, નહિ ખસીએ.
ભલે ચલાવો ગોળી બારો,
નહિ ખસીએ, નહિ ખસીએ.

ભલે સિપાઈઓ લાખો લાવો,
નહિ ખસીએ, નહિ ખસીએ.
ભલે મોટરો દોડાવો,
નહિ ખસીએ, નહિ ખસીએ.
ભલે જુલ્મ બહુ વરસાવો,
નહિ ખસીએ, નહિ ખસીએ.
ભલે મનાઈના હુકમો કાઢો,
નહિ ખસીએ, નહિ ખસીએ.



## જય જય વીર જવાહરનો.

જેણે વૈભવ છોડી દીધા,
મોજશોખને અળગા કીધા,
ખાદીવાઘા ધારી લીધા,
જય જય વીર જવાહરનો.
ભારતની આઝાદી માટે,
દેશી હુન્નર ધંધા માટે,
સાહસ કીધાં માથા સાટે,
જય જય વીર જવાહરનો.
બાપુએ જ્યાં સાદ કર્યો,
"જુવાન સઘળાં કાં ઉંઘો !
ત્યાં તો વીર મરણીઓ થયો,
જય જય વીર જવાહરનો.

"પરદેશીની આવી લા'ર,
લૂંટ ચલાવી અપરંપાર,
કાઢો એને દરિયાપાર."
જય જય વીર જવાહરનો.

'જાગો સઘળાં ભારતબાળ,
ભારતમાની લો સંભાળ."
એવું ગર્જ્યો કેસરી બાળ !
જય જય વીર જવાહરનો.

તોપો એની પડી રહી,
બન્દુકોનું ચાલ્યું નહિ,
સત્તા સઘળી ચાલી ગઇ,
જય જય વીર જવાહરનો.

છેવટ ઉંધો ધંધો કર્યો,
સિંહ છેતરી પીંજર પૂર્યો,
પણ એથી શો દહાડો વળ્યો !
જય જય વીર જવાહરનો.

કાલે વીર નીકળશે બહાર,
કાલે સિંહ ગરજશે બહાર,
ભારતને કરશે આઝાદ,
જય જય વીર જવાહરનો.



## જય સરદાર, જય સરદાર.

ખેડૂતોના તારણુહાર,
જય સરદાર, જય સરદાર.

દીન દુઃખીઆંના પાલણુહાર,
જય સરદાર, જય સરદાર.

બારડોલીના શૂર સરદાર,
જય સરદાર, જય સરદાર.

ખેડા કીધું પાણીદાર,
જય સરદાર, જય સરદાર.

ખેડૂને નિર્ભયતા દીધી,
જય સરદાર, જય સરદાર.

સલાહ સૌને સાચી દીધી,
જય સરદાર, જય સરદાર.

પાપી કેરા કાળસમા
જય સરદાર, જય સરદાર.

ધ્રૂજે સઘળા પેટભરા !
જય સરદાર, જય સરદાર.

***

## હાજી હા

ખાદી અંગે ધરશો કે ?
હાજી હા, હાજી હા.

માની સેવા કરશો કે?
હાજી હા, હાજી હા.
બાપુ કહે તે કરશો કે?
હાજી હા, હાજી હા.
વાનરસેના રચશો કે?
હાજી હા, હાજી હા.
સરઘસ લઈને જાશો કે?
હાજી હા, હાજી હા.
'જય ભારતનો' કહેશો કે?
હાજી હા, હાજી હા.
ધ્વજને વન્દન કરશો કે?
હાજી હા, હાજી હા.
પિકેટિંગમાં જાશો કે?
હાજી હા, હાજી હા.
સ્વરાજ્ય લેવા જાશો કે?
હાજી હા, હાજી હા.

## હવે

ખોટું ભણતર ભણશો કે?
નાજી ના, નાજી ના.
પરદેશીને અડશો કે?
નાજી ના, નાજી ના.

સિપાઇ દેખી બ્હીશો કે?
 નાજી ના, નાજી ના.
લાઠીમારે લડશો કે?
 નાજી ના, નાજી ના.
બન્દુક દેખી ડરશો કે?
 નાજી ના, નાજી ના.
વચન તમારૂં ચૂકશો કે?
 નાજી ના, નાજી ના.
બ્હીકણુ બનીને હડશો કે?
 નાજી ના, નાજી ના.



## વાનરસૈનિકની હોંશ

મને રમવા દો, મને જમવા દો,
મને મોટો જરીક તો બનવા દો.
મોટો થઈશ હું, જબરો થઇશ હું,
અખાડે જઈને કસરત કરીશ હું;
મને વાનરના સૈન્યમાં ભળવા દો,
મને છૂટો હનુમાન બનવા દો.
શૂરી બેનડીઓ ને શૂરો હું ભાઇલો,
ઘરમાં પૂરાઇ ના કહેવાઇશ બાયલો;
મને રાષ્ટ્રના ધ્વજને નમવા દો.
મને દેશનો સિપાહી બનવા દો.

(દેશળજી પરમાર)



## રાષ્ટ્રીય બાલસાહિત્યમાળા

૧. વાનરસેનાનાં ગીતો ભાગ ૧ લો

૨. આવાં વાંદરાં ન જોઇએ

લેખક: શ્રી ગીજુભાઇ

વાનરોને રમુજ આપે એવી દસ વાર્તાઓનો સંગ્રહ.

૩. વાનરસૈનિક રમેશ

લેખક: ચન્દ્રશંકર ભટ્ટ

એક વાનરસૈનિકનાં દેશપ્રેમ, સાહસ ને નિડરતાની રસિક બાલકથા અદ્દભુત ઘટનાઓ ને અવનવા પ્રસંગો વાંચતાં વાનરમિત્રો તલ્લીન બની જાય એવી આ વાર્તા છે.

શ્રી હંસાબ્હેન મ્હેતાએ એની પ્રસ્તાવના લખી છે.

લખો:

વ્યવસ્થાપક,

'ગુણસુન્દરી' કાર્યાલય

૧૧૪, ગિરગામ બૅકરોડ

મુંબઈ—૪

